ॐ

॥ वन्देमातरम् ॥

# હિન્દુસ્તાનનો વિજય વાવટો,

તથા

# ધર્મોપદેશ


રચનાર,

બી. આર. પટેલ—અમદાવાદ.



છપાવી પ્રસિદ્ધ કરનાર,

પટેલ. બાબરભાઇ ઘેરીદાસ.

અને

પટેલ. નાગરભાઇ બહેચરદાસ.

આવૃત્તિ બીજી—પ્રત ૧૫૦૦

સંવત ૧૯૬૪—સને ૧૯૦૮.





મનહર પ્રીન્ટીંગ પ્રેસ—અમદાવાદ.

# અર્પણ પત્રિકા.

---

જેઓ પોતાના દેશને માટે, પોતાની માતૃ ભૂમિને માટે, પોતાના ધર્મનું અને જ્ઞાતિનું સંરક્ષણ કરવાને માટે, પોતાના પિતૃ દેવતાઓનો આશિર્વાદ મેળવી પોતાની સુકિર્તિમાં વધારો કરવા માટે દયા, ન્યાય, નવા નવા હુન્નર ઉદ્યોગ, ઔષધાલયો, વાવ, કુવા, વિસામા, નીતીનાં તેમજ લોકોપયોગી એહવાં બીજા ઉત્તમ પુસ્તકો લખવા, ખરીદવા, છપાવવા અગર ભણાવવા વિગેરે અનેક પરોપકારી કાર્યો કર્યા છે, કરે છે, તેમજ તેવાં ઉત્તમ કાર્યો કરવા માટે તન મન અને ધનથી મંડ્યા રહે છે, પોતાના પ્રિય પુત્રો અને પત્ની આદીના સુખનો ત્યાગ કરી પરદેશ તેમજ વનસ્પતી આદીની શોધ માટે પહાડો, પર્વતો અને ભયંકર જંગલોમાં ભટકે છે તેમજ નાટકો વિગેરેથી પ્રત્યક્ષ અનુભવ કરી બતાવે છે અને સારા સુધરેલા દેશોની ઉન્નતી શાથી થઇ વિગેરે જુદી જુદી ભાષાના ગ્રંથોનું અવલોકન કરી આપણા માટે અથાગ શ્રમ વેઠે છે અને જેઓએ સ્વદેશ તથા ધર્મના રક્ષણની ખાતર અનેક પ્રકારની મિઠાઇ વિગેરેનો ત્યાગ કરેલો છે, જેઓ કેળવણી માટે મુખ્ય આધાર સ્ત્રી ઉપર ગણી તેઓને કસરત સાથે બાળકોને કેળવવાં તેમજ બ્રહ્મચર્ય આદિથી કેટલા કેટલા ફાયદા થાય છે વિગેરે બતાવે છે તેવા ભારતવાશી ભાઇઓ અને પવિત્ર એહવી જે સદ્ગુણી બાઇઓ તથા બન્ધુ વર્ગ કે જેઓએ મારા જેવા સાધારણ લેખકને પણ (ભદ્રકાળી માતાનાં ગાયનો, 'એક રાત્રીમાં ખરીદી લીધાં' આશાપુરી માતાનાં ગાયનો, વરદક્ષણી માતાનાં ગાયનો તથા ગરબાવળી, માતરી માતાનાં ગાયનો વિગેરે મારી બનાવેલી અને બીજી મારા પુસ્તકાલયની ચોપડીઓ ખરીદી) ઉત્તેજન આપેલું છે તેઓ તથા મને મારા અન્ય કાર્યોથી આકર્ષાઇ જે ગ્રહસ્થોએ સર્ટિફીકેટ લખી આપ્યાં છે તે સરવેનું પરમાત્મા ભલું કરો એજ ઇચ્છી આ લઘુ બુક અર્પણ કરૂં છુ તે સ્વીકારી આભારી કરશોજી. (ભુલચુક માફ કરશો.)

# નાગરભાઇ તથા બાબરભાઇ અને સ્વદેશી બન્ધુઓ.

વહાલા ભારતમાતાના સપુત સંતાનો અન્ય લોકો પોતાની જન્મભૂમિનો વિજય વાવટો દશે દિશામા ફરકાવવા મથેછે, પોતાનો દેશ ખાવા, પીવા અને મોજ શોખમાં ગરકાવ થઈ જવા છતાં તેને વૈકુંઠ સમાન બનાવવા ધારે છે, દુનિયામાં હુન્નર-ઉદ્યોગના શિખરે પહોંચેલા કેટલાએક ખંતીલા અને ટેકીલા નરો વસેછે કેટલાએક દેશ પૈસાથી રેલગછેલમ થઇ ગયાછે, અમેરીકામાં કાગળો ખુટવાથી લાકડામાંથી બનાવે છે, તેને માટે જંગલો વેરાન કરી નાંખ્યાં છે, તેટલું છાપવાનુ કામ ચાલે છે, ન્યુયોર્કમાં એંશી પૃષ્ટનું એક પત્ર નીકળે છે તેની આઠ લાખ નકલો દરેક અંકની છપાય છે,દરેક અંક માટે ૯૭૭૯ પાઉંડના કાગળો અને તેને માટે ૩૬૭ એકર જમીનનાં લાકડાં કાપવાં પડે છે, એક વીમા કંપનીએ બાસઠ માળ અને નવસો ફીટ ઉંચુ મકાન બાંધવા ધાર્યુંછે, લંડનના બ્રીટીશ મ્યુઝીયમના પુસ્તકાલયમાં ૪૦૦૦૦૦૦ લાખ પુસ્તકો સંભળાયછે! એક સાહેબે કલાકમાં ૪૦૦૦૦ શબ્દો ઘણે દુર મોકલી શકાય તેવું યંત્ર બનાવ્યું છે. પારીસના એક હુન્નરબાજે કેડે બાંધીને ગમે તેટલા ઉંડા પાણીમાં પડવાથી ડુબે નહીં એવું યંત્ર બનાવ્યું છે. એક સાહેબ તરફથી સાડા બારલાખ ડાલરની રકમ એક પરોપકારી ફંડ માટે કહાડવામાં આવીછે,ધન્યછે એહવા સ્વદેશ ભક્ત અને પરોપકારી તથા હુન્નરબાજ નરોને. અને ધિક્કાર છે હજારો વાર કે પોતાનો ધર્મ જાણવા છતાં પણ પાળતા નથી અને જેને પોતાના દેશને વખાણ્યો નથી, જેને માતૃ ભૂમિ માટે લેશ પણ લાગણી નથી, ગમે તે નાતજાત કે ધર્મનો હોય,પરંતુ દેશનું ભલું ચ્હાનારને ભાઇ સમાન ગણ્યો નથી, તેવા મનુષ્યો ચ્હાય તેટલા બહોળા કુટુંબવાળા હોય, વિદ્વાન હોય, કે કવિ, રાજા હોય કે રંક,પણ પોતાના દેશ ઉપર જેને પ્રીતી નથી, તેવા અક્કલ વગરના કીડી, મકોડી અને કાગડા તથા કીડાની માફક માતૃભૂમિને ફોગટ ભારે મારવા માટેજ જીવે છે.



# હિન્દુસ્તાનનો વિજય વાવટો

તથા

# ધર્મોપદેશ.

## મંગળા ચરણ.

### રાગ—ગરબી.

ગજાનન ગુણ તણા ભંડાર, અરજ ઉર ધારજ્યો રે;
આધિ વ્યાધિ ને ઉપાધિ હિન્દની ટાળજ્યો રે. ટેક.
કંઇને પટકે પ્લેગ મરકી, કંઇને પટકે કાળ;
ધંધા ઉપર ધાડ પડી, શું કરે તમારાં બાળ. ગજાનન૦ ૧
કંઇ ઘરેણું પહેરે પોલું, કહેવાવાને શેઠ;
કંઇ મુરખ મમતમાં મરતા, કરતા પરાઇ વેઠ. ગજાનન૦ ૨
ગાડી ઘોડા મોજ શોખમાં, જઇ મુકે સહુ ભેટ;
મળે ન ટુકડો સુકો જેનાં, ઉંચાં ચ્હડીયાં પેટ. ગજાનન૦ ૩
જો પડશે ખાડાની માંહે, આમ હિન્દનું ગાડું;
તો લંબોદર ક્યાંથી ખાશ્યો, લચપચ ઘીના લાડુ. ગજાનન૦ ૪
સ્ત્રી પુરૂષ ને બાળક સહુને, આપો બુદ્ધિ આપ;
પોતા પોતાનો ધર્મ સંભાળે, ટળે તેથી સંતાપ. ગજાનન૦ ૫

# દેશભક્ત વીરનરો માટે પુષ્પની માળા.

## રાગ–ભજન.

પુષ્પોથી વધાવું હું તો, ફુલડે વધાવું—
મ્હારા ભારતીના ભક્તોને સોના મ્હોરથી વધાવું રે જી. ટેક.
એ અમારો ધર્મ ભાઇ, એ અમારાં કર્મ ભાઇ;
બીજું ગાંણુ ગમે ના ગાવું.
દાદાભાઇ દીવડો એ, હીરો હિન્દુસ્તાનનો રે;
ટીળકના ગુણ હું શું ગાવું રે      મ્હારા ભારતીના૦ ૧
ગુંથજે ઓ મીત્ર માલી, હાર ભાત ભાતના રે;
પ્રેમથી એ પાલને પહેરાવું.
લાલ માટે લેવી કળીઓ, નવી નવી બાગથી રે;
હારમાં એ હીરલા જડાવું રે      મ્હારા ભારતીના૦ ૨
અગણિત હાર એવા હેતથી ગુંથાવું રે;
ગુણ અજીત ને ગોખલેના ગાવું.
અરવિંદ ઘોસ બોઝ સત્યેન્દ્રના જેવા બીજા;
સુરેન્દ્રનો સાથ સ્નેહે ચ્હાવું રે      મ્હારા ભારતીના૦ ૩
ધર્મના કાર્યોમાં ના ઢીલ કરે ધીર વીર;
કરે પ્રતિજ્ઞા દેશભક્ત થાવું થાવું થાવું.
સહુ ભક્તોનાં નામ લેતાં ગ્રંથમાં ન માયજી રે;
કહે રણછોડ સુત સહુ મિત્રોને ધર્મ પંથે જાવું રે મ્હા૦ ૪
હિન્દુ મુસલમાન ભાઇ, ગુણ માના ગાવો રે;
ફરી ફરી ના આવે ટાણું આવું રે      મ્હારા ભારતીના૦ ૫

# હિન્દુસ્તાનની હાલની હાલત માટે દીલગીરી.

## રાગ-મરશીઆ.

હાય વોય હિન્દ આશી દશા થઇ ત્હારી,
આશી દશા થઇ ત્હારી, ભર્યા ચારે દીસામાં ભીખારી—
રી હાય વોય હિન્દ આશી દશા થઇ ત્હારી. ૧
કોણ પશુ પંખીને સંભાળે, કેમ બેઠાં ઉદાશ થઇ ડાળે;
શાથી આંસુ ચોધારાં તે ઢાળેરી હાય વોય હિન્દ૦ ૨
ગઉ માતાને કોણ કહો પાળે, દેતી દુધ તે બિચારી વારે વારે;
થાય મુજ બાળ મહોટાં મન ધારેરી હાય વોય હિન્દ૦ ૩
કંઇ બાળ લાળ મુખમાં લટકે, કંઇ અન્ન વિણ અગણિત ભટકે;
કેમ બાન્ધવો એ મનમાં ન ખટકેરી હાય વોય હિન્દ૦ ૪
કંઇ તાણે લહારી પેટ માટે, કંઇ પડયાં ગંગાજીને ઘાટે;
કંઇ વેચે બાળક વસુ માટેરી હાય વોય હિન્દ૦ ૫
કંઇ એક ટંક દીનમાં ખાય, કંઇ પલેગ થકી તો પીડાય;
કંઇ દુગકે તો માર્યાં જાયરી હાય વોય હિન્દ૦ ૬

---

## રાગ-મહાતમનો

એસી દશા કયાંસે આઇરી ઓય હાયરે એસી દશા કયાંસે આઇ;
એસી દશા કયાંસે આઇ, નહી પેસા અધેલી કે પાઇરી ઓય૦
દુધ છોડકર સપરેટ લેના, કીસકુ આફતકી બાત અબ કહેના
જાતી દુખમેં હી દીન ઓર રેનારી ઓય હાયરે એસી દશા કયાં૦

# પરદેશી વસ્તુઓથી થતું નુકશાન.

## રાગ–લલિત છંદ.

અરરર હિન્દુઓ ધર્મ જાયરે, વિદેશી વસ્તુ આજ આર્ય ખાયરે;
હાડ માંસથી વસ્તુ જે ભરી, કોમળ કર વિષે હાય તે ધરી.
નથી વીચારતા વાતને કશી, અરરર આર્ય આપ કયાં પડયા ફશી;
મુકી મીઠાઇ આજ આઇસતો લીધો, દુધ સાટે હાય દારૂ તો પીધો.
હાર હેમના હાથથી ગયા, કાચ કીડીઆં નશીબમાં રહયાં;
તલવારને કટાર એહતો ગઇ, કર વિષે કજાત સોટીઓ રહી.
સુવણ ચાંદીના ગુમાવ્યા થાળરે રકાબી કાચની લઇ ઉદર ભરે;
મર્યાદશીલ જે વસ્ત્રોરે હતાં, અરરર હાય આજ તે રહયાં જતાં.
મશરૂને કીનખાબ મુકયા મોજમા, ધર્મ કર્મ હાય નાંખી હોજમાં;
ગયા સુવર્ણના ચુડલા અરે, ધ્યાન બંગડીનું બાનુઓ ધરે.
સોડા શીગારેટ વેઠ એ વડી, પાઘડી ગઇ શીર ટોપી તો ખડી;
ખાંડ રાંડ આજ આવી ને નડી, બેડી ધર્મમાં હાય એ જડી.
પ્રભુથી હાય આપ જરાક તો ડરો, ધર્મ ગુરૂ એ ઉપદેશ તો કરો;
મહેતા માસ્તરો બેશી શું રહયા, ઉપદેશ આર્યોના હાથથી ગયા.
અધિક એહથી કહેવું ના ગમે, જુઓ ભીખારીઓ દેશમાં ભમે;
પીડાય બાન્ધવો અન્ય તો વિના, સ્વપ્ન કયાં હશે દહિ દુધને ઘીનાં.

### સાખી.

બુટ બટનને બાટલી, એ ભારતનાં ભુત;
કહાડો કો શુરવીર થઇ, જાગો કોઇ સપુત.
મુકી આળસ હિન્દુઓ, કરો કાંક ઉપાય;
ભારત કેરૂં નાવડું, ગોથાં જળમાં ખાય.

# પોતાના હાથથી વિજય વાવટો ઉડાવવા વિનંતી

મોજમજા પરહરજ્યો, ભારતવાશી મોજમજા પરહરજ્યો. ટેક.
પરદેશી લોકો પૈસા હરે છે, વિચાર વિરો એ કરજ્યો. ભારત૦ ૧
અન્ન વસ્ત્ર વિના રડવડતાં તેઓનો ઉદ્ધાર કરજ્યો. ભારત૦ ૨
શાસ્ત્ર વિરૂદ્ધ વાપરતાં વસ્તુ, દેવ થકી દીલ ડરજ્યો. ભારત૦ ૩
કરે જે હુન્નર ઉદ્યોગ હેતે, મદદ તેઓને કરજ્યો. ભારત૦ ૪
હિન્દુ મુસલમાન સંપ વધારી, અરજી આ ઉરમાં ધરજ્યો ભારત૦ ૫
ભાઈઓ ભાઈમાં ભાવ વધારી, કરતા હોય તે કરજ્યો ભારત૦ ૬
ભારતી માતનાં સમજુ બાળકો, ઠારી જનેતાને ઠરજ્યો ભારત૦ ૭

## ભુજંગી છંદ.

અરે આર્ય વીરો વહેલા વારે આવો, તમો રંક બન્ધુ તણા કર સ્હાવો;
દયા દેશ બન્ધુ ઉપર કાંક લાવો, વીરા વાવટો આપ હસ્તે ઉઠાવો. ૧
પડયાં પાથરી કંઇક દુખની પથારી, શકો ન તમે શું હું તે દુખ ટાળી;
ઉઠો જાગીને દેશ આખો જગાવો, વીરા વાવટો આપ હસ્તે ઉડાવો ૨
કરો સંપીને શુભ કાર્યો હજારો, રૂડો બોધ ધર્મ તણો ઉર ધારો;
કરો કાંક ઉપાય તો સુખો થાવો, વીરા વાવટો આપ હસ્તે ઉઠાવો. ૩
લખો પુસ્તકો પ્રેમ આજે વધારી, દયા દીલમાં દેશની ખુબ ધારી;
ડુબે દેશ તેને તમે તો બચાવો, વીરા વાવટો આપ હસ્તે ઉઠાવો. ૪
જમણવાર કે વરઘોડા ચડાવો, છતાં શું તમે રંક બન્ધુ રડાવો;
કરો ભાષણો દેશ પરદેશ જાવો, વીરા વાવટો આપ હસ્તે ઉઠાવો ૫
પછી ભોગવો સુખ ઇન્દ્રતા જેવું, પતાવો પ્રથમ માતૃભુમિનું દેવુ;
કરી દેશ સુખો ઘરેણાં ઘડાવો, વીરા વાવટો આપ હસ્તે ઉડાવો. ૬

# હિંદુસ્તાનની સુજ્ઞ બહેનો પ્રત્યે ધર્મ સંબંધી બે બોલ.

## રાગ મોહમાયાના કરનારારે

ભાઇઓ બહેનો વિચારીને ચાલોરે, મુકો ઠમકો ને ઠાઠ હવે ઠાલો;
ભરત ભુમિનું કલંક ટાળી બહેનો ધર્મ તમારો સંભાળો,
પરદેશી ચીજનો ત્યાગ કરો હવે સ્વદેશી વૃત ઉરધારોરે ભાઇઓ ૧
માત પીતાને ભ્રાત ભાજે તમારાં વસ્ત્રો શે ના શરમાવો.
ઓળખીતાં તો રહે અટવાઇ બાઇ, બાકીનાં દેશો ગાળોરે ભાઇઓ ૨
કરો પ્રતીજ્ઞા પતીની આગળ સીતા સમ શરીર શોભાવો.
હેમ રામ જાણો બાઇ લાકડાના ચુડલા કરો નહીં બંગડીનો ચાળોરે.
સમજુ સન્નારીને શીખ આ સારી, લાગે વ્યભિચારણીને નઠારી
માતા પીતાને વળી ધન્ય ભાઇ તેહના સમજી લે આ ઇસારોરે ભા.
સમજાવે સ્વામી આડું ને અવળું, નઠોરનું તે ના નિહાળો.
મલે મુરખ કોઇ એહવા તો હેતથી ઘર તેઓનું ટાળોરે. ભા.
કસરત સાથે કેળવો બાળ બાઇ, બાળ લગ્નને દેઇ ટાળો
આંધળા લુલાને આપો અનાજ ભુંડા ભીખારી હાંકી કાઢોરે ભા.
ઘરનાં બીચારાં કરે મજુરી તે તો તમે ના નિહાળો
ઢોંગી ધુતારાને ધન્ય આપ્યાં બાઇ વધ્યા એથી વ્યભિચારોરે ભા.
પૈસે ટકે હોય સુખી પતીતો કહો સ્વામી સ્વદેશ સુધારો
નહી સુધારો તો નાવલા છે વારા ફેડે એવો વારોરે ભા.
હોય ગરીબ તો કરી કાલાવાલા હિંમત હુન્નરમાં આલો
કલેસ કંકાસ ટાળીને તેમના કહેવા પ્રમાણે ચાલોરે ભા.
સત્ય શિયળ સંભાળીને સ્નેહે સત્ય વિચારો જણાવો.
આપ સુખી થઇ આર્ય બહેનોને ભાવ ધરીને ભણાવોરે ભા.

## સોંઘી કે મોંઘી સ્વદેશી ચીજો માટે. રાગ કેલઇયાનો.

સ્વદેશી ચીજો ખરીદો રે, પરદેશીને પડતી મહેલો;
કાળ દુકાળને મરકી આદી, માંથે છે શત્રુ અનેક;
હઠવાના નથી હઠ કરી બેઠા, કાઢો રાખીને ટેક. સ્વદેશી૦
ગાંડો ઘેલો કે કાંણો ને કુબડો, હોય પોતાનો જો બાપ;
તેને ટાળી કોણ પરને કહેશે એજ અમારો બાપ. સ્વદેશી૦
એજ પ્રમાણે સપુત સદા, નીજ જનેતાને ચહાય;
વેશ્યા કે ગુણકા દેખી રૂપાળી, માતા તેને ના કહેવાય. સ્વ૦
અભણ કે અજ્ઞાન હશે પણ, માતા કેશે મુજ બાળ;
બીજાના સુજ્ઞ કે શાણા બાળકની નહીં લે તેતો સંભાળ સ્વ૦
તેમ પોતાનો દેશ સમજવો, અને સ્વદેશી માલ;
મુકી સ્વદેશી મોહયા પરદેશી, તેથી થયા આ હાલ. સ્વ૦

## હુન્નર અને ઉદ્યોગ માટે સંપ થવા. સિંહાનો કનરો.

હિન્દુ મુસલમાન હળીમળીને, હાલત હિન્દની હાલ સુધારો;
ધર્મના ઝઘડા મુકી બન્ધુઓ, સંપ થકી કરો દુર કુધારો હિં૦
જૈનને વિષ્ણુ કબીર કે નાનક,ચાનક ચીતમાં હવે કાંઇ લાવો હિં૦
અનેક પંથનો ગ્રંથ ગુંથી એક, શાણા સ્વદેશને આપ ઉધારો હિં૦
લડે જણ બે ત્યાં ત્રીજોજ ફાવે, બંને બિલાડીનુ બંદર ખાવે હિં૦
માટે મિત્રો હુન્નર વધારો, એ વિણ ના મળે સુખનો કિનારો હિં૦
ભારતવાશી બન્ધુ હમારા, સુખી થશે તેથી બાળ તમારા હિં૦
એક બીજાને ત્યાં આપ પધારો, અરસપરસ એમ પ્રેમ વધારો હિં૦
ધર્મનો મર્મ મોટા જણાવે, માતૃભુમિનો મહા મંત્ર ભણાવે હિં૦
સંપને હુન્નર જો એક થાવે, કુસંપ બંદર કદી નહિ ફાવે હિં૦

# આર્ય બન્ધુઓને ધર્મ જાળવવા માટે વિનંતી.

### રાગ-બનજારો.

હવે સમજો નરને નારી, બધો દેશ બન્યો ભીખારી;
કાંઇ વિચાર મનમાં ન લાવો, વિદેશી ખાંડજ ખાવો;
તજી ધર્મ બીજાને તજાવો, તેથી અધમ ગતી આ તમારી-બધો.
કંઇ ઠંડીથી થર થરતા, કંઇ તાપ થકી તરફડતા;
કંઇ અન્ન વિનાના મરતા એ પાપ આપને ભારી બધો.
સહેલ અતી સોડામાં માંની, લીમલેટની કીધી લ્હાણી;
મુકી દુધ પીધું પેલું પાણી, તેથી બન્યા બહુ લાચારી. બધો.
પેલી ખાંડ રાંડ વટલાવે, માંહે હાડ રૂધીર ઘણું આવે,
તેને આર્ય હરખથી ખાવે, આથી અધિક થઇ લાચારી બધો.
સૌ ધર્મનું હિત હવે ધારો, વીદેશી વસ્તુઓ ટાળો.
બીજો એકે નથી હવે આરો, જેથી બનશો સદા જયકારી બધો.

# એક દેશ ભકત પોતાની પ્રિય પત્ની પ્રત્યે કહે છે.

### રાગ-જાજારે શું રીસાય રસીલી.

મનહર મુકીને પરદેશી સુંદરી સ્વદેશી ચીજો લે,
સ્વદેશી ચીજો લે મધુરી સ્વદેશી ચીજો. લે મનહર ૧
સ્વદેશી ચણીઓ, સ્વદેશી ચોળી, સ્વદેશી ચીર તું લે.
કાચ માટીનાં વાસણ ઔષધ અળગાં મુકીદે. મનહર. ૨
પીયરમાં માતા પીતાને, મુસાળમાં પણ કહે,
વૃદ્ધ બાળક કે યુવાન માટે સ્વદેશી વસ્તુ લે મનહર ૩
આશીર્વચન તું હિન્દ ભુમીનું કદી જવા ન દે,
મ્હારી ભારતી મ્હારી ભારતી લગાડ એવી લેહ. મનહર ૪

## દરેક કોમ પ્રત્યે વિજ્ઞપ્તી. સુંદર શામળીઆ.

ભારતી પુત્રો તમે, આનંદ ઉરમાં ધારો;
સુજ્ઞ ને સુખીઆ જનો, રંકપર પ્રેમ વધારો;
કોમ કોમના ભેગા થઇને, ઉત્તેજન ઉદ્યોગીને દઇને,
કષ્ટ પડે તે શાણા સહીને, સુધારો સહુ દેશી ભાઇને. ભા૦
દેશ તણું જે હિત ઇછનારા, થઇ પડશો પ્રભુજીને પ્યારા;
ઉતારો રંકોનારે ભારા, ધર્મનો મર્મ એ જાણો તમે ભા૦
તન મન ધનથી દેશ સુધારો, વહાલ ધરી નીજ વણજ વધારો;
ક્રોડ ઉપાએ દુર કરો કુધારો, હળિમળિ આપણો દેશ સુધારો
જુઓ બીચારાં કાંઇ ભુખ્યાં ભમે. ભારતી પુત્રો તમે૦

## એક બાઇ પોતાના પતીને મુસાફરીએ જતાં કહેછે.

### રાગ–ગ.મડાઓમાં ગવાતી ગરબીનો.

તમે અમદાવાદ જાજ્યો રે સગી નણંદના વીર,
ત્યાંથી લેજ્યોરે હીર તણાં સહુ ચીર;
કીનખાબ કોરોરે ગજીઆંણી ગંભીર,
ચોખી ખાંડ કરવા ખીર, એ પણ દેશી રે સગી નણંદના વીર.
બંગડીઓ પણ લેજ્યો, લેજ્યો બલાઇયોં પણ બેશ;
તમારી ખાતર ખેસ. એ પણ દેશીરે સગી નણંદના વીર.
એક બે સાબુ ને વળી દીવાસળી ના ભુલો;
લેજ્યો ચા માટે એક ચુલો. એ પણ દેશીરે સગી નણંદના વીર.
તમામ ચીજોરે સ્વદેશની સંભાળો,
જેજે આષધથી દુખ ટાળો. એ પણ દેશી રે. સગી નંણદના વીર.

## સ્વદેશની ભકતી વીષે.

### રાગ-પ્રભાતીયાને.

ભકિત ભારત તણી, જાણો પારસ મણી;
ચહાઓ તો સુખ તેહ સંગ રાખો. ટેક.
ભકિત અથિઆરની, કે નથી ગાળની;
ન્યાયથી વીર દઇવત દાખો. ભકિત૦
નથી ધરવી ગદા, કે ન કોથી અદા;
ભારતી ભારતી મુખ ભાખો. ભકિત૦
સત્યના પંથમાં, પ્રેમ વધારીને;
વાગેલો કંટક કાઢી નાંખો. ભકિત૦
ભકિતનાં ટાયલાં, કરે જન બાયલાં;
અમર થાવાને આ વીર રસ ચાખો. ભકિત૦

## ભારતવાશી બન્ધુઓની સ્થિતી.

### રાગ-ગાડી આવી ગુજરાત.

ઉંડો કરોને વિચાર, ભારતવાશી બંધુ હમારા;
શાથી થયા આવા હાલ, હમારા ને આજે તમારા.
સાખી-સુખીયા સાસુ નવ જુવે, દુખમાં દુખી દુબાય;
ભોજન કરે ભાત ભાતનાં કંઇતો ટુકડા માટે અથડાય. ભા૦
સાખી-કંઇને ઘોડા ગાડી ને, કંઇ રથમાં બેશી જાય;
કંઇને કાંટા પગ વિશે, કંઇ તો તડકે તપે છે હાય. ભા૦
સાખી-ગાલ મસુળીઆં ગોદડાં, કંઇને હીરનાં ચીર;
કંઇને જાડાં ધોતીયાં, કંઇનાં આખાં ઉઘાડાં શરીર ભા૦
સાખી-કર્મ ધર્મનો ખેલ એ, નહિ મોટાનો દોષ;
પણ શુરવીર એને જાણવો, નવ રાખે બંધુથી રોષ ભા૦

**મિત્ર નાગરભાઇ તથા આમરભાઇ સ્વદેશનીજ શેવા સારી છે.**

મિનિટ નવ વીસારશો, માતૃ ભૂમિને આપજી; (રાગ—ભર્તુહરીનો.)
ત્રણ ભુવનનો નાથ એ, ટાળે ત્રિવિધિ તાપજી;
ભક્તિ કરોરે ભારત દેશની. ટેક.
ના મળે ઘર ગામમાં, કંઇને ના મળે ચીરજી;
ગજા વિના શું પી શકે, ઉંડી નિર્મળ નીરજી. ભક્તિ૦ ૧
રડવડતા દેશ બન્ધુના હાથ હેતથી સ્હાઓજી;
ભારતમાં જન્મ્યા એ ભ્રાત છે, હોય ગમે તે જાતજી. ભક્તિ૦ ૨
ઇજ્જત વધારોરે એહથી, ધન્ય તાતને માતજી;
તરસ્યા મટાડેરે દેશની, એજ રંકોના નાથજી. ભક્તિ૦ ૩
થાળી મુકી લીધાં ઠીકરાં, કાચ માટીના પ્યાલા,
બાળકને નવ કેળવ્યાં, શીખ્યા ઠાઠ એ ઠાલા. ભક્તિ૦ ૪
બનજ્યો શૂરવીર ધીર રાખીને, ખોટી ખટપટ ત્યાગી;
રહેમ નજર કરી રંકને જગાડો તમે જાગી. ભક્તિ૦ ૫
ભાગ્યશાળી ભલા શેઠીઆ, ભાગો પરાયાં દુખજી;
ઇશ્વર આશ પુરણ કરે, આપો ગરીબને સુખજી. ભક્તિ૦ ૬
સ્વદેશને ના વીસારશો, તન મન ધન તેની સાથજી;
દેશની ભક્તિ કરવા થકી, દેવ પકડશે હાથજી. ભક્તિ૦ ૭
શઠ ન માનેરે શિક્ષા સાચી આ, ઝટ જાગી ના જુવે;
નીરભાગી ને નઠોર તે. આંસુ ભાઇનાં ના લુવે. ભક્તિ૦ ૮
જપ થપ તીરથ ભક્તિ દેશની, લેશ વિસારો ના વીરા;
શેવા ઇચ્છેરે સ્વદેશની, એજ હિન્દના હીરા. ભક્તિ૦ ૯
વાહાલા વિચારોરે મન વિશે, શાથી થયા આ હાલજી;
સાલો દુશાલો કયાં ગઇ. કયાં ગયા સુખપાલજી. ભક્તિ૦ ૧૦
રીઝો રીઝાવી દેશને, મિત્રો કહે ભોગીલાલજી;
છે છેરે ધન્ય માત તાતને, ધન્ય પાલ લાલ બાલજી ભક્તિ૦ ૧૧